# દેશદેશની દંતકથાઓ




: પ્રયોજક :

રમણલાલ નાનાલાલ શાહ

તંત્રી : બાલજીવન







- પ્રકાશક -

ધી જનરલ બુક ડેપો

બુકસેલર્સ અને પબ્લીશર્સ

પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ. ૨.

# દેશદેશની દંતકથાઓ.

પ્રયોજક—
રમણલાલ નાનાલાલ શાહ
તંત્રી, બાલજીવન.

આવૃત્તિ ચોથી—


ધી જનરલ બુક ડીપો.
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ
૧૧૮ પ્રિન્સેસ સ્ટ્રીટ,    મુંબઇ ૨.
સંવત ૧૯૪૦    કિંમત આઠ આના

**વહાલા બાળકો માટે**

# આટલા મોટા ટાઈપમાં બે રંગમાં,

## પાને પાને સુંદર ચિત્રો સાથે તૈયાર કર્યાં છે. આપણા બાલ સાહિત્યમાં આ પુસ્તકો નવી ભાત પાડે છે.

સફેદ દૂધ જેવાં આર્ટ બોર્ડ ઉપર રંગબેરંગી છાપેલા આ પુસ્તક માટે **શ્રીયુત ગીજુભાઈ કહે છે કેઃ–**
આ પુસ્તકનું ગમે એવું અંગ એના ટાઈપ અને ચોખ્ખી ઉડીને આંખે ચડે એવી છપાઈ છે અને તેથી એ વધુ સુંદર અંગ પાને પાને મુકેલા તેના ચિત્રો છે.

અંગ્રેજી બાલસાહિત્યમાં જેવી મનોહર ચોપડીઓ નીકળે છે તેવી આ ચોપડી કહેવાય

**શ્રીયુત છોટાલાલ કામદાર લખે છે કેઃ—**
'૧૯૩૩ ના સર્વાંગ સુંદર પુસ્તક માટે જો કોઈ ચંદ્રક આપે તો તે આ પુસ્તક બીન હરીફાઈએ લઈ જાય એવાં સુંદર એના રૂપ રંગ છે."

**આજેજ મંગાવો**

|| કિંમત || બાર આના ||

# હાથીનું નાક

પોસ્ટેજ ચાર આના

બાલકિલ્લોલનું સૌથી ઉત્તમ છપાયેલું ખરેખર આ અજોડ પુસ્તક છે— !!!

# ધી જનરલ બુક ડીપો

પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબઈ—૨.

# દેશદેશની દંતકથાઓ

## વાર્તાઓની અનુક્રમણિકા



---


પ્રકાશક : પરમાણંદદાસ પી. માલીક શ્રી જનરલ બુક ડીપો. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨.

મુદ્રક : જાદવજી પીતાંબર ઠક્કર, આનંદ પ્રિન્ટીંગ વર્કસ, દેવકરણ મેન્શન, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ, ૨.

# વાર્તા સાંભળવાનો શોખ

આખી દુનીયાનાં બાળકોને હોય છે, એ સાબીત કરવા કોઇ પ્રમાણ રજુ કરવાની ભાગ્યે જ જરૂર છે. હિંદ કે ઇંગ્લાંડ, આફ્રીકા કે ઑસ્ટ્રેલીયા, ચીન કે ઇરાન,-ગમે તે દેશમાં ફરો, દરેક મુલકનાં બાળકોની પોતાની બાલવાર્તાઓ હશેને—હશેજ.

આપણા બાળકોને દુનિયાના બીજા દેશનાં બાળકો કેવી વાતો સાંભળે છે, તે જાણવાનો શોખ હોય એ કુદરતી છે. એટલા માટે જ તેમની સમક્ષ આ ચોપડી રજુ કરી છે.

દુનિયા આખીની વાર્તાઓના રસપ્રવાહનો તો મોટો મહાસાગર છે. એ રજુ કરવાની શેખી કરનાર હું કોણ માત્ર? એવો દાવો છે જ નહિ. એ વિવિધ રસ પ્રવાહમાંથી યથામતિ યથાશક્તિ થોડાં બિન્દુઓ એકઠા કરી તેની એક અંજલિ બાલપ્રજાને ચરણે ઢાલવવાનો આ પ્રયત્ન છે. બાલપ્રજા એ અંજલિથી સંતુષ્ટ થશે તો બીજી એવી અંજલિઓ ભરી ભરીને તેમને ચરણે રેડવાના કોડ છે.

આ ચોપડીમાં હિંદ, ઈંગ્લાંડ, ચીન, જાપાન, ગ્રીક, ટ્રોય, કાર્થેજ, વગેરે દેશોની દંતકથાઓ છે. આફ્રીકાના કાફીર ને ઝુલુ બાળકો, કેનેડાના શીત મુલકનાં બળકો, અમેરિકાના મૂળ વતની રેડ ઈંડીયનો, અને બીજા અનેક મુલકોની આવી દંતકથાઓનો બીજો સંગ્રહ લગભગ તૈયાર થઇ જવા આવ્યો છે. તેમાંથી યોગ્ય ચુંટણી કરી કોઇક વાર બાળકોને ભેટ ધરવા ઇચ્છા છે.

દેવદીવાળી:૧૯૮૫ રમણલાલ નાનાલાલ શાહ

* * * *

આ ચોથી આવૃત્તિ કશા પણ ફેરફાર વગર ગુજરાતી બાલપ્રજા સમક્ષ સપ્રેમ રજુ થાય છે, એની પહેલી બીજી અને ત્રીજી આવૃત્તિની નકલો જલદી ખલાસ થતાં આ ચોથી આવૃત્તિ છાપવી પડી છે.

વસંતપંચમી ૧૯૯૬.

# દેશદેશની દંતકથાઓ

[ ૧ ]

## સફેદ સસલાં

જાપાનમાં તમે જાઓ તો જંગલમાં રૂપાળાં બરફના ઢગલા જેવાં ધોળાં સસલાં આમતેમ ફરતાં જોઈ શકો. એમનું આખું અંગ ધોળું ધોળું; પણ કાન કાળા કોલસા જેવા. જાપાની બાળકો એમની બાને પૂછે કે, બા, એનું કારણ શું? ત્યારે જાપાની માતા પોતાનાં બાળકોને નીચે મુજબની વાત કહે છે.

એક હતું ઘર. ઊંચી ટેકરીની ટોચ ઉપર, તેમાં છ સસલાં રહે. રૂપાળાં ને ધોળાં બાસ્તા જેવાં. એવાં તો મજાનાં લાગે કે લઈને છાતી સાથે ચાંપવાનું મન થાય.

પણ એ સસલાં ભારે કજીયાળાં. કાંઇ કજીયો કરે, કાંઇ કજીયો કરે! તોબાહ! તોબાહ!!

એ શા માટે લડતાં હતાં તે જાણો છો? આપણે ક્યાંથી આવ્યાં? બસ! આટલી નાની વાત માટે એ લડી પડે.

એક કહેશે, "હું જાણું છું ને. આપણે આવ્યાં ઉત્તરમાંથી."

"મોટું જાણનારૂં ન જોયું હોય તો," બીજું બોલતું, "આપણે તો દખણાદી દિશાએથી જ આવ્યાં."

"મને ખરેખરી ખબર છે. અલ્યા, આપણે તો પૂર્વ દિશામાંથી આવ્યાં." ત્રીજું બરાડી ઊઠતું.

ચોથું ખાતરી આપતું કે પશ્ચિમમાંથી જ આપણે

આવ્યાં. ત્યાં તો પાંચમું બોલતું કે આપણે દરિયામાંથી આવ્યાં. છઠ્ઠું વળી કાંઇક જુદું જ કહેતું.

આમ ને આમ રોજ એક જ ધંધો. બસ લડ—લડ—અને લડ.

આખરે એમના કજીયાની વાત જનાવરોના રાજા પાસે પહોંચી. જાપાનમાં જનાવરોનો રાજા કોણ એ જાણો છો? ત્યાં વાઘ કે સિંહ રાજા નહિ. ત્યાં તો રીંછ રાજા.

રાજાને ગુસ્સો ચડયો. એણે સસલાંને પોતાની પાસે તેડાવી મંગાવ્યાં.

રાજા ધુરકીને બોલ્યો: "કજીયાળાં સસલાંઓ તમે કયાંથી આવ્યાં તે જાણવું છે? લો, હું તમને કહું છું. ઊંચે જુઓ. ઊંચે આકાશમાં દૂરદૂર ચમક ચમક થતા તારા ચમકે છે તેની પણ ઊંચે, એક વેળા આકાશનાં બાળકો હાથમાં બરફના દડા બનાવી એક બીજા ઉપર ફેંકવાની રમત રમતાં હતાં. એમાંનો થોડો બરફ રમતમાં ને રમતમાં આકાશમાંથી સરી પડયો. અને એ

પડયો, પડયો, તે ઠેઠ પૃથ્વી ઉપર. આકાશમાંથી કાંઈ પણ પડે તેને કાંઇ નકામું નાખી દેવાય ? એટલે તેનાં સુંદર, મુલાયમ, રૂપાળાં, રૂનાં પોલ જેવાં સસલાં બની ગયાં. એ રૂપાળાં સસલાં તે તમે.

"આટલી વાત મને પૂછવાને બદલે તમે અંદર અંદર લડી મરતાં હતાં? આપસઆપસની લડાઇથી તો સમૂળગો નાશ થાય છે. માટે તમને તમારા ગુન્હાની શિક્ષા થવીજ જોઇએ. તમારા ધોળા રૂપ ઉપર તમે ફુલાઇને ફાળકો બન્યાં હતાં. પણ એ જ રૂપમા હું લાંછન મકું છું. લો, લેતાં જાઓ."

એમ બોલી રાજાએ પાસે તાપણી થતી હતી, તેમાંથી એક સળગતું લાકડું લઇને બધાં સસલાંના કાન ઉપર ઝાપટયું. છએ સસલાંના કાન કાળા બની ગયા.

સસલાં બીક ને શરમનાં માર્યાં ત્યાંથી એવાં નાઠાં, એવાં નાઠાં, કે છેક દૂર જંગલમાં જતાં રહ્યાં. ત્યાં તેમણે પોતાનાં નવાં ઘર બનાવીને વાસ કર્યો.

તમે જ્યારે રૂપાળા રૂના લોચા જેવા સસલાંને કાળા કાનવાળાં જુઓ ત્યારે નકકી માનજો કે જનાવરોના રાજાએ જે છ સસલાંને સજા કરી હતી તેમના વંશનું જ એ સસલું છે.*

---

જાપાની વાર્તા.

[ ૨ ]

## સીન્ડરેલા

એક હતી છોકરી. એનું નામ જરા નવું હતું. 'સીન્ડરેલા.' એ છોકરી આપણા દેશની નહિ. એ તો વિલાયતની છોકરી. એટલે જ એનું નામ એવું અટપટું હતું.

એ બિચારી સુખી નહોતી.

નાનપણમાં એની મા મરી ગઈ હતી. બાપ બીજી બૈરી પરણ્યો હતો. એને બે દીકરીઓ હતી. સીન્ડરેલા ઉપર એની સાવકી મા અને સાવકી બહેનો ગજબનો જુલમ ગુજારતી. આખો દહાડો કામ કામ ને

કામ. બિચારી સીન્ડરેલાની ડોક પણ ઊંચી ન થાય. તેમાં પણ આખો વખત જાતજાતની ગાળો ને ઠપકાનો વરસાદ વરસે તે તો જુદો!

અને ખૂબ ગર્જના પછી વરસાદ આવે ને? તેમ ગાળોનો સખત વરસાદ, પછી કોઇ કોઇ વાર સીન્ડરેલાને માર પણ પડે.

એ બિચારી રડી રડીને દુઃખમાં દહાડા કાઢતી. એક દિવસ એ ગામના રાજાજીના કુંવરનો જન્મદિવસ હતો. ગામ આખામાં ભારે ધામધુમ થઇ રહી હતી. રાત્રે રાજાજી મોટી મીજબાની આપવાના હતા. ગામના સારા સારા લોકોને પણ તેડાં આવ્યાં હતાં.

સીન્ડરેલાના બાપાને પણ નોતરૂ હતું. એની સાવકી મા ને બહેનો તો મીજબાનીમાં જવાની હોંસમાં ને હોંસમાં હરખઘેલી બની ગઈ હતી.

એનું એક કારણ હતું. રાજાજીનો જુવાન રાજકુમાર આજે મીજબાની પછી શહેરની તમામ સારીસારી કુમારિકાઓની સાથે નાચ કરવાનો હતો. આથી આજે

ગામની બધી સ્ત્રીઓ પોતાનો ઉમદામાં ઉમદા પોશાક પહેરીને ત્યાં જવાની તૈયારીઓ કરતી હતી. તેમનો હરખ માતો ન હતો.

સીન્ડરેલાને પણ ત્યાં જવાનું બહુ જ મન હતું. એણે બિચારીએ અચકાતાં અચકાતાં એની નવી માને પૂછ્યું: "બા, મને મીજબાનીમાં લઇ જશો ?"

મા ગરજીને બોલી: "તારૂં ડાચું તો જો, અભાગણી ? બોલતાં લાજ નથી આવતી ? આ તારા જીથરા જેવા વાળ જો.

ત્યાં દરવાજા આગળ પણ કોઇ ઊભી પણ ન રહેવા દે. બાઇસાહેબ મોટાં મહારાણી ખરાં ને, તે રાજાના દરબારમાં એમને નાચવા જવું છે ! બહુ છકી ગઇ છે !"

સીન્ડરેલા તો બિચારી બોલતી જ બંધ થઇ ગઇ. એની આંખમાંથી દડ–દડ આંસુ પડવા લાગ્યાં.

પણ એ ઓછી રૂપાળી નહોતી. રાજાના રાજમહેલમાં પણ એવું રતન નહિ હોય. પણ મેલાં કપડાં ને આખા દિવસની હાડમારીમાં એ રૂપ શી રીતે

ખીલી નીકળે ? સીન્ડરેલા રતન હતી; પણ રતન ધૂળમાં ઢંકાયલું હતું !

રાત પડી. બનીઠનીને સીન્ડરેલાની સાવકી મા ને બંને દીકરીઓ ગાડીમાં બેસી મહેલમાં ગઇ. સીન્ડરેલા બિચારી રડતી કકળતી ચુલા આગળ બેસી રહી. એની આંખમાં આંસુ માતાં નહોતાં. ડુસકાં ખાતી ખાતી તે બબડી: "અરે પ્રભુ, મને કોણ મેળામાં લઇ જાય ? મારૂં કોણ છે ?"

અને એમ બોલીને બે હાથ વચ્ચે માથું ઢાળી એ બિચારી ફરીથી જોરથી રડી પડી.

"સીન્ડરેલા, ન રડીશ! ઊંચું જો. ચાલ, હું તને મીજબાનીમાં મોકલી આપું." કોઇકનો અવાજ આવ્યો.

સીન્ડરેલા તો ચમકી. એ કોણ ? એણે નજર ફેરવી તો એક સુંદર પરી એની પાસે ઊભી હતી. એની આંખમાંથી અમી ઝરતાં હતાં. એ સીન્ડરેલાને કહે,—"ઊઠ, મને બાગમાંથી એક કોળું લાવી આપ."

સીન્ડરેલા બાગમાં દોડી. એક મજાનું મોટું કોળું લઈ આવી.

પરીએ પોતાની જાદુઇ લાકડી કોળા ઉપર ફેરવી ત્યાં તો તેની સુંદર સોનાની બગી બની ગઇ.

"હવે ઉંદર પકડવાનું પાંજરૂં ઘરમાં હોય તે લઇ આવ."

સીન્ડરેલા વહેલી વહેલી પાંજરૂં લઇ આવી.

અંદર છ ઉંદર હતા. પરીએ તેમને બહાર કાઢી તેમના ઉપર પોતાની લાકડી ફેરવી. તરત છ જોરાવર ઘોડા બની ગયા, ને પેલી સોનાની ગાડીને જોડાઇ ગયા.

એવી જ રીતે પરીએ એક ગાડી હાંકનાર કોચમેન ને પાછળ બે છડીદારો બનાવ્યા.

પછી સીન્ડરેલાના શરીરને લાકડી અડાડી.

શો ચમત્કાર! સ્વર્ગની પરીને પણ લજાવે એવા સુંદર પોશાકમાં સીન્ડરેલા ફેરવાઇ ગઇ. એના ભપકામાં તો કોઈ મણા જ ન મળે. એ તો આનંદથી નાચવા લાગી ને તાળીઓ પાડવા લાગી.

પરી બોલીઃ "હવે બગીમાં બેસી જા, ને મીજબાનીમાં જા. જરાએ શરમાઇશ નહિ ને ગભરાઇશ નહિ. નિરાંતે ખાજે, પીજે ને નાચ કરજે. પણ એક વાત યાદ રાખજે. બારનો ટકોરો થાય તે અગાઉ તારે અહીં પાછા આવતાં રહેવું. જો તેમ કરવામાં તું ચુકીશ તો ફજેતી થશે. મારી સુચના બરાબર ધ્યાનમાં રાખજે, હવે જા."

સીન્ડરેલા ગઇ. રાજમહેલ નજીક પહોંચી ત્યાં તો તેની સોનાની બગી ને છ ઘોડાનો રૂવાબ જોઇ કોઇ મુલકની શાહજાદી આવી હશે એમ ધારી રાજકુમાર જાતે નીચે ઊતરી સામો આવ્યો. માનભેર સીન્ડરેલાનો હાથ ઝાલી તેને બગીમાંથી નીચે ઊતારી. પોતાની જાતે તેને મેજ પાસે લઇ ગયો. ભાતભાતનાં પકવાનો ને ઊંચા પ્રકારનાં શરબતો સીન્ડરેલા આગળ રજુ કર્યાં. સીન્ડરેલાનો આનંદ તો માય જ નહિ.

એ જમી રહી એટલે શાહજાદાએ નાજુકાઇથી પછ્યું: "સુંદરી! મારી સાથે નાચ કરવા તસ્દી લેશો?"

સીન્ડરેલાએ નીચું જોઇ શરમાઇને હા પાડી.

રાજકુમાર અને સીન્ડરેલા નાચ કરવા લાગ્યા. એક પછી એક જાતજાતના નાચ કર્યે જ જાય. બીજી કોઇપણ છોકરીની સાથે નાચ કરવાની શાહજાદો વાત કરે જ નહિ. બંનેની જોડી એવી સરસ જામી હતી કે આખો દરબાર વાહ–વાહ પોકારી ઊઠયો.

એમ કરતાં કરતાં મધરાતની વેળા થવા આવી. બાર વાગવાને બહુ જ થોડી વાર રહી. સીન્ડરેલાને પરીની સૂચના યાદ આવી તે ગભરાઇ ગઇ.

શાહજાદાનો હાથ તરછોડી ગભરાટમાં ને ગભ-રાટમાં તે નીચે ઊતરી. શાહજાદો તેની પાછળ દોડયો. તેના મનમાં કે શાહજાદીને ખોટું લાગ્યું હશે. પણ સીન્ડરેલા તો જોરથી દોડતી દોડતી મહેલની બહાર નીકળી ગઇ. જતાં જતાં ઉતાવળમાં પોતાના ડાબા પગની રત્નજડિત બિલોરી મોજડી મહેલમાં ભુલી ગઇ હતી.

સીન્ડરેલા નીચે આવી. જ્યાં પોતાની બગીમાં બેસવા જાય છે ત્યાં તો બારના ટકોરા થયા. સોનાની

ભગી જતી રહી, ને એક ખુણે કોળુ ગબડવા લાગ્યું ! છ ઘોડાના છ ઉંદરડા બની નાસી ગયા. કોચમેન ને સિપાઇઓ પણ કોણ જાણે ક્યાં અલોપ થઇ ગયા. અને સીન્ડરેલાએ પોતાના શરીર તરફ નજર કરી એટલે તો એની આંખમાંથી આંસુની ધાર જ ચાલી ! શાહજાદીને છાજે એવાં રૂપાળાં કપડાં જતાં રહ્યાં હતાં. પગ ઉઘાડા, ને પેલું જુનું તપખીરીયું મેલું બદન શરીર ઉપર આવી ગયું હતું !

ઘેર જઇ સીન્ડરેલા સગડી આગળ બેઠી ને જોરથી રડવા લાગી. મોડી રાતે મીજબાની પુરી થઇ. તેની સાવકી મા, અને બહેનો વગેરે ઘેર આવ્યાં. સીન્ડરેલાને રડતી જોઇ તેઓ તો એમ જ સમજયાં કે એને ન લઇ ગયા માટે એ રડે છે.

* * * *

સવારના પહોરમાં રાજાજી તરફથી શહેરમાં ઢંઢેરો પીટાયો, રાજકુમારે રાતે જે કન્યા સાથે નાચ કર્યો હતો તે જ કન્યા સાથે તેણે લગ્ન કરવાની હઠ લીધી હતી. એની એક મોજડી હતી. એ મોજડી જેના પગે બેસશે તે છોકરીને રાજકુમારની પાસે લઇ જવામાં આવશે.

પછી તો પૂછવું જ શું ? શહેરની સંખ્યાબંધ કુમારિકાઓએ પેલી રત્નજડિત મોજડી પગે પહેરી જોવા માંડી. પણ એવા નાજુક પગ લાવે ક્યાંથી !

એમ કરતાં કરતાં સીન્ડરેલાના ઘર નજીક રાજાનાં માણસો આવ્યાં.

સીન્ડરેલાની સાવકી બહેનોએ બિલોરી મોજડી પહેરવા ખૂબ ધમપછાડા કર્યા. પણ મોજડી ચડે જ નહિ.

સીન્ડરેલા બ્હીતી બ્હીતી કહે: "મને મોજડી પહેરી જોવા દો છો ?"

એની મા ને બહેનો મશ્કરી કરીને કહેવા લાગી: "શેઠાણી મોટાં શાહજાદી ખરાં ને? એમના સાંબેલા જેવા પગમાં જ મોજડી ચડવાનો છે ને !"

પણ રાજાનાં માણસોને તો સખત હુકમ હતો કે જેની મરજી હોય તેના પગે મોજડી પહેરાવી જોવી.

તેમણે સીન્ડરેલાને મોજડી પહેરવા આપી.

સીન્ડરેલાએ પગ સાફ કરી મોજડીમાં મૂક્યો. મૂકતાની સાથે જ મોજડી બરાબર એના પગે બેસી ગઇ !

રાજાનાં માણસો રાજાને ખબર આપવા દોડયાં.

સીન્ડરેલાની મા કરડાકીમાં બોલી. "આ ભિખારડીને જ શાહજાદો પરણશે ને! બીજી કોને પરણવાનો છે? બાઈસાહેબનો દેદાર તો જુઓ!"

"જુઓ ત્યારે એના દેદાર!" એમ કોઈનો અવાજ આવ્યો.

સીન્ડરેલાને તેના મા બહેનો ચમકીને જુએ ત્યાં તો રાતવાળી પરી સીન્ડરેલાની પાસે આવીને ઊભી હતી.

એણે સીન્ડરેલાને જાદુઈ લાકડી અડાડી.

રાતનું જ રૂપ, રાતનો જ પોશાક, રાતની જ મોજડી. બહાર છ ઘોડાની સોનાની બગી પણ હાજર થઈ ગઈ. કોચમેન ને સીપાઈઓ પણ તૈયાર! સીન્ડ-રેલાની મા–બહેનો તો આંખો ફાડી ફાડીને જોઈજ રહી.

એટલામાં શાહજાદો આવી પહોંચ્યો.

સીન્ડરેલાને જોતાં જ તે આનંદથી કુદીને બોલી ઊઠયો: "એજ! એજ! અરે સુંદરી! રાતના શું કામ રીસાયાં? હવે ચાલો મારી સાથે. આપણે લગ્ન કરીએ.'

સીન્ડરેલાનો હાથ ઝાલી શાહજાદો તેને બહાર લઈ ગયો. સોનાની બગીમાં બેસી તેઓ રાજમહેલમાં ગયા.

પછી તો શાહજાદો અને સીન્ડરેલા ભારે ધામધુમથી પરણ્યાં.*

*જર્મન દંતકથા.

[ ૩ ]

## આહ–કો

બે બહેનો હતી. એકનું નામ આહ–કો. બીજીનું નામ આહા–સો. વનવગડાની રહેનારી. આખો વખત જંગલમાં ફરવાનું, અને મોજ ભોગવવાની. નદીનાં મીઠાં પાણી પીવાનાં. રંબેજંબે ફળ ખાવાનાં.

બંને બહેનો રમે જમે ને ગીતો ગાય. થાકે ત્યારે વનનાં ફૂલોની માળાઓ ગુંથે. ફેર–ફેર ફુંદડી રમે. ખૂબ–ખૂબ મજા કરે.

એક વખત ભારે આફત આવી. જંગલની ગીચ ઝાડીમાં એક વિકરાળ વાઘ રહેતો હતો. તે દોડતો આવ્યો. બંને બહેનો ગભરાઇને નાસવા લાગી.

પણ વાઘ તેમની પાછળ પડયો. આહ-કોને બિચ્ચા-રીને દોડતાં દોડતાં ઠોકર વાગી. તે પડી ગઇ.

વાઘે પાછળથી તરાપ મારી. આહ-કોને ગરદન-માંથી પકડી, લઇને નાઠો. અને પોતાની ગુફામાં સંતાઇ ગયો. ત્યાં તેણે આહ-કોને ફાડી ખાધી.

આહ-સોની આંખમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં. બિચારી ખૂબ રડી, તે ગળું દુઃખી ગયું ત્યાંસુધી રડી. આંખમાં આંસુ ખૂટયાં ત્યાંસુધી રડી.

એ બિચારી બહાવરી બની ગઇ. ન તેને ખાવાનું ભાન રહ્યું કે ન પીવાનું ભાન રહ્યું. દહાડો ય કોણે જોયો ને રાત પણ કોણે જોઇ? એને તો બિચ્ચારીને એક જ વાત.

વનવગડામાં રઝળતી ફરે. આખો દહાડો ને રાત ચીસો નાંખે: "આહ-કો! આહ-કોઓઓ! આહ-કો ઓઓઓ!"

દહાડા વીત્યા. મહિના વીત્યા. વરસો વીત્યા. આહ-સો વનબાળા મટી જઇ એક સુંદર કાળા પક્ષીના

રૂપમાં ફેરવાઇ ગઇ. આપણા દેશમાં કાળા રંગની દેવ-ચકલી ઉડે છે એવી કાળી કાળી. કાબર જેવડું એનું કદ.

અને આજે પણ તમે ચીનમાં જાઓ તો જંગલમાં ઝાડની ડાળીએ બેઠું બેઠું એ કાળું પક્ષી ચીસો મારતું તમે સાંભળી શકશો. એ હંમેશાં બોલ્યા કરે છે; "આહ-કો! આહ-કોઓઓ! આહ-કોઓઓઓ!!*



*ચીનાઇ બાલવાર્તા.

[૪]

## કોણ મોટો?

હાથી કહે, હું મોટો.

વાંદરો કહે, હું મોટો.

હાથી ને વાંદરો. બંને વચ્ચે ભાઇબંધી ભારે. એક વાર તેમની વચ્ચે તકરાર પડી. બંને વચ્ચે મોટું કોણ? બંને કહે હું મોટો.

હાથી કહે,–"અલ્યા વાંદરા, આ મારૂં પાટડા જેવું શરીર તો જો? તું તે મારી આગળ શી વિસાતમાં? હું કેવડો મોટો ને બળીયો છું!"

વાંદરો કહે,–"બહુ સફાઈ મારો છો ત્યારે આવી જાઓ. સામે મહાદેવનું દહેરૂં છે. તમને ચડતાં આવડે છે? હું તો બે ઠેકે હમણાં જ ચડી બતાવું!"

એમ ને એમ બંને વચ્ચે ભાંજગડ ચાલ્યા જ કરી. બંનેને લાગ્યું કે એમ તો પાર નહિ આવે. કોઈને પંચ નીમીને નિકાલ કરીએ તો ઠીક.

વાંદરો બોલ્યો, "હાથીભાઈ, ઘુવડ બહુ ડાહ્યો ને ગંભીર ગણાય છે. ચાલો આપણે તેની પાસે જઈએ."

હાથી ને વાંદરો તો ઘુવડની પાસે ગયા.

જૂનું ખખ ખંડેર. તેમાં એક ઘુવડ રહે.

હાથીભાઈએ તેની આગળ ફરિયાદ કરી કે વાંદરા કરતાં હું મોટો એ વાંદરો કબુલ નથી કરતો.

વાંદરાએ પણ સામી એવી જ ફરિયાદ રજુ કરી.

ઘુવડ ગંભીર ડાચું કરી ઠાવકે મ્હોંએ બોલ્યો.– "એક કામ કરો. સામે નદી દેખાય છે. તેની પેલી પાર આંબો ઉગ્યો છે. એની ઉંચામાં ઉંચી ડાળી ઉપર કેરીની ત્રણ પાકી સાખો લટકે છે. તે મને લાવી આપો. પછી તમારો ચુકાદો આપું."

હાથી ને વાંદરો તો રોફમાં ને રોફમાં ઉપડયાં.

નદી પાસે આવતાં જ વાંદરાભાઈ તો મિયાંની મીંદડી જેવા થઇ ગયા. નદીનું પાણી પુરપાટ વહે. માથોડાપુર પાણીનો લાંબો પટ વાંદરો કેમ કરીને તરે?

હાથી કહે–"એમ ગભરાય છે શું? મારી પીઠ પર બેસી જા."

વાંદરો તો કુદતોકને બેઠો હાથીની પીઠપર.

હાથી લ્હેરથી ચાલતો ચાલતો નદી પાર ગયો.

સામે જ આંબો ઉગ્યો હતો. આંબો ખુબ જાનો ને ઉંચો હતો તેની ઉંચામાં ઉંચી ડાળી ઉપર ત્રણ

કેરીઓ લટકતી હતી. કેરી લેવા હાથીએ ઘણીય સુંઢ ઉંચી કરી. પણ સુંઢ એટલે ઉંચે પહોંચે જ નહિ.

હાથીએ એ ડાળીને સુંઢવતી નીચે નમાવવા પ્રયત્ન કર્યો પણ તેમાં પણ નિરાશા મળી.

વાંદરો કહે,–"ઉભા રહો, હાથીભાઇ, હમણાં જ કેરીઓ તોડી લાવું, એમાં શું છે?"

એમ બોલી વાંદરો સપાટાબંધ ઝાડપર ચડી ગયો. આંખના પલકારા જેટલા વખતમાં તો કેરીઓ લઈ તે આવી પહોંચ્યો. પાછો હાથીની પીઠ ઉપર બેસી ગયો. હાથીએ નદી ઓળંગી.

બંને જણા ઘુવડની પાસે આવ્યા ને પેલી કેરીઓ રજુ કરી.

ઘુવડ કહે,–"તમે કેરીઓ શી રીતે લાવ્યા? મને વાત કરો."

હાથીએ ને વાંદરાએ બધી વાત કહી.

ઘુવડ કહે,–"ઇનસાફ થઇ ગયો. તમે જ કહો ને, કે બેમાંથી કોણ ચડે? વાંદરા ભાઇ એકલા નદીપાર જાત કેમ કરીને? અને હાથીભાઇ એકલા એકલા આંબેથી કેરીઓ ઉતારત શી રીતે? માટે બંને પોતપોતાના કામમાં ચડીયાતા. કોઇ નાનું ય નહિ ને મોટું ય નહિ. હવે જાઓ, ને ફરીથી આવો વાદ કરશો નહિ."

હાથી ને વાંદરો સંતોષ પામીને ચાલ્યા ગયા.*



*હિંદની નિતિકથા.

# જળદેવની દીકરી

એક હતી બાલિકા. પાણીના ફીણ જેવું ધોળું શરીર. એનું નામ હતું ડૅફ્ન. નદીના દેવની એ એક-પુરી દીકરી. રૂપવાળી અને ગુણવાળી.

એ સુંદરી એક ગુફામાં રહેતી એના બાપે એ ગુફામા એને રહેવા માટે સારામાં સારી સગવડ કરેલી હતી. સફેદ સંગેમરમરની ભીંતો હતી. ભાતભાતની રંગબેરંગી ફૂલવેલો એને વીંટાઇ વળેલી હતી. જમીન ઉપર સમુદ્ર કન્યાઓએ ખુબ મહેનત લઇ દરિઆની લીલી શેવાળમાંથી વણી કાઢેલી સુંદર શેતરંજી પાથરેલી

હતી. ગુફામાં જાતજાતનાં શંખલા ને છીપલીઓ હતી. પવનના સુસવાટાથી તે ઘસાય ત્યારે તેમાંથી ખુબ મધુર સંગીતના આછા મીઠા અવાજો સંભળાતા. ડૅફ્નની સાહેબીમાં જરાય મણા નહોતી.

દરરોજ રાત પડે ને ડૅફ્નના બાપુ દીકરીને મળવા આવે. સાથે ભાતભાતના રંગબેરંગી શંખલા ને છીપો લેતા આવે. લાડકી ડૅફ્ન તેના કુકા કરે ને રમે. જળદેવતા એને પોતાની મુસાફરીની, જાતજાતના મુલકોની અને દેશપરદેશના વહાણે ચડી મુસાફરી કરનારા લોકોની સરસ સરસ વાતો કહેતા. ડૅફ્ન તે એક ચિત્તે સાંભળતી.

સવારનો પહોર થાય, આકાશમાં ઉષાના અજવાળાં પથરાય, ને સૂર્યદેવની સ્વારી પૂર્વ દિશામાંથી આવતી દેખાય, ત્યાં તો જળદેવતા ઉઠી જતા, વ્હાલી પુત્રીની વિદાય લઇ પોતાને રસ્તે પડી જતાં. રોજ એ રીતે સવારે જાય તે રાતના પાછા આવે.

ડૅફ્નનો આખો દહાડો આમતેમ રઝળવામાં ને રમવામાં કયાંય નીકળી જતો. પશુ, પક્ષી, ઝાડ, પાન,

ફળ, ફૂલ, વેલા, બધાં સાથે ડૅફનને દોસ્તી. તેમને ધારી ધારીને જોવામાં કે તેમની સાથે રમવામાં દહાડો આનંદમાં પસાર થતો.

એક દિવસની વાત છે. ડૅફન ગુફા નજીક વગડામાં રમવા નીકળી હતી. જાતજાતનાં ઝાડપાન સાથે ખેલી રહી હતી. ત્યાં તો અચાનક સૂર્યદેવની નજર ડૅફન ઉપર પડી.

ડૅફનના રૂપ નીતરતા દેહને જોતાંજ સૂર્યદેવ તો થંભી ગયા. સુંદર કુમારનું રૂપ લઇ તે ડૅફનની નજીક આવ્યા.

"ડૅફન, આમ જો. તું મારી સાથે લગ્ન કરીશ? આ તારા પગ જો કેવા નાજુક ને રૂપાળાં છે! આ પૃથ્વી તો તને કઠણ કઠણ લાગશે. આવું પારવગરનુ રૂપ શું નકામું વેડફાઇ જશે? તું મારી સાથે સ્વર્ગમાં ચાલ. તને મારી રાણી બનાવું. તારી જીંદગીનું કલ્યાણ થઇ જશે."

પણ ડૅફન તો બીધેલી હરણીની જેમ ત્યાંથી ભાગી જાય છે. સૂર્યદેવનાં મીઠા મધ જેવાં વચનોની

તેની ઉપર કાંઇએ અસર થતી નથી. તે તો પવનથી હાલતા પાંદડાની માફક થર, થર, થર, થર ધ્રુજે છે ને નાસે છે.

સૂર્યદેવ પાછળ પડ્યા. તેને વીનવી વીનીવીને પ્રેમ-ભર્યા અવાજે કહેવા લાગ્યાઃ "સુંદરી! તું શા માટે ગભરાય છે! શું કરવા દોડે છે? મારા સામું જો. હું સાક્ષાત સૂર્યદેવ પોતે છું! મારૂં નામ ઍપોલો. હું તારો દુશ્મન નથી. તારી જીંદગીમાં કલ્પનામાં પણ નહિ હોય એવા સ્વર્ગના મુલકમાં હું તને લઇ જઇશ. તું કેમ નાસી જાય છે?"

પણ ડૅફનને સૂર્યદેવના શબ્દોની જરાકે દરકાર નહોતી. એને મન તો પૃથ્વી સ્વર્ગ—કરતાંય વધારે સુંદર હતી. પોતાના વ્હાલા બાપુને, કે બીજાં ઝાડ-પાનને છોડીને તે સ્વર્ગમાં જવાની જરા પણ ઇચ્છા નહોતી રાખતી.

તે તો દોડાય એટલું દોડી રહી છે. સૂર્યદેવ તેને મનાવતા પાછળ દોડે છે.

આખરે સૂર્યદેવ ડૅફનને પકડી પાડે તે અગાઉ તો ડૅફન નદીના કાંઠાની લગોલગ આવી પહોંચી.

પોતાના બાપને પોકારીને ડૅફ્ન કહેવા લાગીઃ "બાપુ, ધાજો, મને આ ઍપોલોથી બચાવો. મારે સ્વર્ગમાં જવું નથી. મને ઍપોલો સ્વર્ગમાં બળાત્કારે લઇ જાય છે. બચાવો!"

બાપે દિકરીનો અવાજ સાંભળ્યો.

નદીકાંઠાની પોચી ભીંજાયલી જમીનમાં ડૅફ્ને પગ મૂક્યો કે તરત જ તેના પગ અંદર ખુંચી ગયા. પગના મૂળિયાં બની ગયાં. એના રૂપાળા દેહના ઉપર એક જાતની ખરબચડી છાલ ઉગી નીકળી. કમળની દાંડી જેવા એના રૂપાળા હાથ ડાળીઓના રૂપમાં ફેરવાઇ ગયા. એના હાથની નાજુક આંગળીઓનાં પાંદડાં બની ગયાં. એના ધુંવરીયાળા અને આમતેમ ઉડતા વાળના પણ અસંખ્ય પાંદડાં બની ગયાં.

જોત જોતમાં તો ડૅફ્ન સુંદરી મટી એક મોટા ઝાડના રૂપમાં ફેરવાઇ ગઇ ડૅફ્નને ઝાડનું રૂપ આપી દઇ જળદેવતાએ તેને સૂર્યદેવના ત્રાસમાંથી છોડાવી હતી. સૂર્યદેવે ઝાડને જોયું. એક ઊંડો નિસાસો નાખ્યો ને વીલે મ્હોએ પાછા ફર્યા.*

*ગ્રીક લોકોની દેવકથા

[ ૬ ]

# લાકડાનો ઘોડો

બહુ જુના જમાનાની વાત છે. ટાયર નામના નગરમાં એક બહુ જુલ્મી અને દુષ્ટ રાજા રાજ કરતો હતો. તેને એક બહેન હતી. તે આ ભુંડા ભાઈના ભુંડા કામોથી એટલી બધી કંટાળી કે છેવટે ટાયરનું ભાઈનું રાજ છોડી વહાણમાં બેસી પરદેશ ગઈ. અને ત્યાં તેણે પોતાની ચતુરાઈ અને હિમ્મતથી એક તદન નવું જ નગર વસાવ્યું. એ નગર તે કાર્થેજ, અને એ રૂપસુંદરી તે ડીડો. ડીડો કાર્થેજની રાણી બની. ધીમે ધીમે વેપાર વણજ, હુન્નર, ઉદ્યોગ ને કળા, કૌશલ્યમાં રાણીએ કાર્થેજને એવું તો નામાંકિત

બનાવ્યું કે તે વખતની દુનિયાના તમામ મુલકોમાં કાર્થેજની કીર્તિનો ડંકો વાગી રહ્યો.

રાણી ડીડો રૂપરૂપનો અવતાર હતી. કુમારી હતી.

આ અરસામાં તે નગરમાં ટાયરના મુલકના ટ્રૉય નગરથી બહુ જંજાળો વેઠી નાસી આવેલા એક પ્રવાસીએ રાણી ડીડોને ટ્રૉયની દુર્દશાના છાતી ફાટી જાય તેવા સમાચાર કહ્યા.

ટ્રૉય નગર પર ગ્રીક લશ્કરે ઘેરો ઘાલી છેવટે ટ્રૉયનો સમૂળો નાશ કર્યો હતો તે વાત તેણે પુષ્કળ કલ્પાંત સાથે કહી બતાવી. રાણી ડીડોએ પૂછ્યું, "ગ્રીક લોકોએ શા માટે ટ્રૉયને ઘેરો ઘાલ્યો! અને આવો બળવાન કીલ્લો કેમ જમીનદોસ્ત થયો!

આ સવાલના જવાબમાં ટ્રૉયના પ્રવાસીએ નીચેની વાત રાણી ડીડોને કહી.

ટ્રૉયના રાજાએ એક કાળ ચોઘડીયે પોતાના જુવાન રાજકુમાર પારીસને ગ્રીસ દેશના સ્પાર્ટાના રાજાને ત્યાં મુલાકાતે મોકલ્યો.

કળા, સમૃદ્ધિ અને બળમાં તે વખતે ગ્રીક લોકો જેટલી બળવાન પ્રજા બીજી કોઇ નહોતી. સ્પાર્ટાના રાજાએ પારીસનો બહુ સારો આદરસત્કાર કર્યા; અને તેને પોતાના દરબારમાં ભારે માનપાનથી રાખ્યો. પણ પારીસ દુષ્ટ નિવડયો. સ્પાર્ટાના રાજાની હેલન નામની રાણી હતી. તેના પારાવર રૂપની વાત જગજાહેર હતી. સ્પાર્ટાના રાજા એક વખત શિકારે ગયેલો તે સમયનો લાભ લઇ દુષ્ટ પારીસે હેલનનું હરણ કર્યું અને તેને ટ્રૅાય લઈ આવ્યો.

પોતાની રાણીનું હરણ થયું એ વાત જાણતાં જ ગ્રીસના તમામ રાજારજવાડાઓ પોતાની અપાર સેના લઇ સ્પાર્ટાના રાજાની મદદે ધાયા. એ બધાની મદદ સાથે ચોમાસાની નદીના પ્રવાહની માફક સ્પાર્ટાનો રાજા ટ્રૅાય ઉપર ધસી આવ્યો.

સ્પાર્ટાના રાજાએ રાણી હેલનની માગણી કરી. પણ હઠીલા ટ્રૅાયના લોકોએ રાણીને પાછી ન આપી. ગ્રીકોએ ટ્રૅાયનું સત્યાનાશ વાળવાના ભયંકર સોગંદ

લીધા અને પુરબહારમાં લડાઇ જામી.

દસ વર્ષ સુધી ગ્રીકોએ ટ્રૉયને ઘેરો ઘાલ્યો. વચમાં વચમાં ભારે ઝપાઝપીઓ થતી જતી હતી; અને તેમાં આ કંકાસનું મૂળ કારણ રાજકુમાર પારીસ પણ માર્યો ગયો. છતાં ટ્રૉયના હઠીલા રાજાએ હઠ ન છોડી, અને રાણી હેલનને પાછી ન સોંપી તે નજ સોંપી. દસ દસ વર્ષનાં વહાણા વાયાં, અને ગ્રીક લશ્કરમાં કંટાળો જણાવવા લાગ્યો.

આખરે સ્પાર્ટાના રાજાએ એક અજબ યુક્તિ શોધી કાઢી. તેણે એક બહુજ મોટો લાકડાનો ઘોડો તૈયાર કરાવ્યો.

આ ઘોડામાં ખુબી એ કરેલી કે તે અંદરથી પોકળ રાખેલો હતો અને તેમાં પુષ્કળ હથીયારબંધ માણસો છુપાઇ શકે એવી ગોઠવણ કરેલી હતી.

સ્પાર્ટાનો રાજા પોતાના થોડાક ચુનંદા લડવૈયાઓ લઇને ઘોડાની અંદર પેઠો ને ઘોડાનું પેટ બંધ કરી દીધું.

તે પછી તમામ ગ્રીક લશ્કરે છાવણી ઉઠાવી લીધી ને પોતાનો માલ અસબાબ વહાણોમાં ભરી ગ્રીસ પાછા જવાની તૈયારીઓ કરી.

તેમણે વ્હાણના સઢ પણ ચઢાવ્યા. પણ તેઓ બહુ દૂર ન ગયા. નજીકના એક ટાપુને બીજે છેડે ટ્રૉયના લોકો તેમને ન જોઇ શકે એમ તેઓ વહાણો લાંગરીને પડ્યા.

પેલો ઘોડો તો ટ્રૉયના દરવાજાની બહાર રેતીમાં જ ઊભો હતો. ટ્રૉયના લોકોએ જાણ્યું કે છેવટે ગ્રીકો હારીને ભાગી ગયા હતા અને આ મોટો ઘોડો તેમનાથી ન લઇ જવાય માટે ત્યાં જ છોડી ગયા હતા.

છુપા વેશે ભરવાડ બનેલા એક ગ્રીકે તે ઘોડાને ટ્રૉયમાં લઇ જવાની તેમને સલાહ આપી અને એ મૂર્ખાઓ ઘોડાને ઘસડીને ટ્રૉયના કીલ્લાની અંદર લઇ ગયા !!

આવડો મોટો ઘોડો દરવાજાની અંદર આવે નહિ માટે તેમણે દિવાલો તોડી ઘોડાને અંદર આણ્યો હતો !!!

રાત પડી અને પોતે જીત મેળવી છે, એવી ખુમારીમાં ટ્રૅાયના લોકો ભર નિદ્રામાં પડ્યા હતા. ત્યાં અચાનક અંધારાનો લાભ લઇ સ્પાર્ટાનો રાજા પોતાના રસાલા સાથે ઘોડાની બહાર કૂદી પડયો. તરત જ તેણે શહેરના તમામ દરવાજા ખોલી નાખ્યા.

ટાપુ પાછળ વહાણોમાં સંતાયેલું ગ્રીક લશ્કર રાતના અંધારામાં પાછું ફરેલું જ હતું, એટલે તમામ ગ્રીકો સપાટાબંધ ટ્રૅાયમાં દાખલ થઇ ગયા. પછી ટ્રૅાય શહેરને ગ્રીકોએ ભયંકર આગ લગાડી આખા શહેરનો સમૂળગો નાશ કર્યો. ટ્રૅાયની પ્રજાની પણ ભયંકર કતલ ચલાવી. હજારો સ્ત્રી પુરૂષો મરણ પમ્યા. ટ્રૅાયનો પેલો હઠીલો રાજા અને તેનો રસાલો પણ મરણને શરણ થયા.

આગની પ્રચંડ જ્વાળામાં સપડાયલા એ બળતા નગરમાંથી ટ્રૅાયનો માત્ર એક શુરવીર લડવૈયો ચાલાકીથી બચી ગયો.

તેનું નામ હતું ઍનીયાસ. તે એકલો જ ટ્રૅાયના વિનાશકાળની વાતની જગતને જાણ કરવા બચી જઇ કાર્થેજ પહોંચ્યો હતો.

રાણી ડીડોને તેણે બળતે હૈયે ટ્રૉયના નાશની હકીકત કહી, પોતાના વતનની પાયમાલીથી રાણીને બહુ લાગી આવ્યું રાણીએ ઐનીયાસને રાજદરબારમાં બહુ આદરસત્કારથી રાખ્યો. તેની ભારે બરદાસ ઉઠાવી.

આમ બહુ દિવસ વહી ગયા. રોજના સહવાસને લીધે રાણી ડીડોને ઐનીયાસ ઉપર વહાલ ઉપજ્યું. તેની સાથે તેણે પરણવાની ઇચ્છા જાહેર કરી. પરંતુ ઐનીયાસને આ વાત ન રૂચી. તે કાર્થેજથી ચાલ્યો ગયો.

રાણીના કોમળ કાળજાને આ દુઃખદાયક બનાવથી એટલો સખત આઘાત થયો કે તેણે એક ચીતા ખડકાવી. તેમાં ઐનીયાસે આપેલી તમામ ભેટો બાળી નાખી. એટલું જ નહિ પણ ઐનીયાસ કિનારેથી વહાણમાં બેસીને ચાલ્યો ગયો એ સમાચાર મળતાંની સાથે જ તે દુઃખી મહારાણી તરવાર વતી આત્મહત્યા કરી અગ્નિમાં બળી મુઇ. આમ કાર્થેજની મહાન રાણીનો દુઃખદ અંત આવ્યો.*

---

*કાર્થેજની લોકકથા.

[ ૭ ]

## બહાદુર જૅક

એક હતી ડોશી. તેનો એક દીકરો. તેનું નામ જૅક.

ડોશી બહુ ગરીબ હતી. એક નાના સરખા ગામડામાં નાની સરખી ઝૂંપડીમાં તે અને જૅક રહેતાં. જૅકભાઇ ભણવામાં ભમરડો. ઘરમાં પણ હાંલ્લાં કુસ્તી કરે. રોજ ખાવાનું પેદા કરવા જેટલી પણ સગવડ નહિ. ડોશી બિચારી દોહ્યલા દહાડા કાઢતી હતી.

એમ કરતાં કરતાં ખાવાનું બિલકુલ ખુટી પડયું, ઘરમાં કાંઇ પૈસા કે જણસ પણ ન મળે. ડોશી બિચારી શું કરે? એને એકની એક ગાય હતી તે જૅકને આપી,

ને બોલી: "આ ગાય બજારમાં જઇને વેચી આવ. જે રૂપિયા આવે તે સંભાળીને લેતો આવજે."

જૅકભાઇ તો ચાલ્યા બજારમાં.

રસ્તામાં એક માણસ મળ્યો. તે કહે: "આ જો, કેવાં સરસ તરબૂચ છે. લાલમલાલ, ને મોટાં મોટાં. તારી ગાય આપી દે તો આ બધાં તરબૂચ તારાં"

જૅક બબડ્યો: "લાવ ને, તરબૂચ લઇ લઉં!"

જૅકે તો ગાય આપી દીધી. તરબૂચ લઇને ઘેર ચાલ્યો.

ડોશીએ જૅકના પરાક્રમની વાત જાણી.

જૅકને ઉધડો જ લીધો: "ફટ રોયા, આ તરબૂચનું શું કરવું ? આવો તે કોઇ મુરખ હશે ? ગાય આપીને તરબૂચ લાવે, તેનું તે શું કરવું ? હવે ખાજે ધૂળ!"

એમ બોલી ડોસીએ તરબૂચ ઝૂંપડી બહાર વાડામાં નાંખી દીધાં. ઘરમાં ખાવાનું કશું હતું નહિ એટલે ડોશી અને દીકરો રાત્રે ભૂખ્યાં સૂઇ રહ્યાં.

પણ આ બાજુ વાડામાં ભારે ચમત્કાર બની ગયો. પેલાં તરબૂચ તો જાદુઇ હતાં. જ્યાં જમીનપર પડ્યાં કે ફસ દઇને ફાટયાં. અંદરથી બધા બીયા જમીન ઉપર વેરાઇ ગયાં.

જાદુઇ તરબૂચના બીયા ખરા ને ? રાતોરાત ત્યાં મોટું ઝાડ ઊગી ગયું.

સવારમાં જૅક ઊઠીને આમ તેમ નજર કરે તો ઝૂંપડીમાં અંધારૂં, અંધારૂં.

અલ્યા, આજે સુરજદાદા ઊગવાનું ભૂલી ગયા, કે થયું શું ?

જૅકે બારીએ જઈ નજર કરી. ખાસું આકાશને અડે એવું મોટું ઝાડ ! એનાં થડ ને ડાળખાં ને પાંદડાંના ભરાવાથી બધે ઝૂંપડીમાં અંધારૂં અંધારૂં થયેલું.

જૅકનો આનંદ તો માય નહિ.

"હં, ત્યારે એ તરબૂચ કાંઇ મેં અમથાં લીધાં હશે ? એક રાતમાં ઝાડ થાય એ તે કાંઇ ઓછું છે ! લાવ ને, ઉપર ચડીને જોઉં તો ખરો ?"

જૅક તો ડોસીને પૂછ્યાગાછ્યા વગર ચડયો ઝાડ ઉપર.

એ તો ચડયો તે ચડયો. જેમ જેમ ઊંચે જાય તેમ તેમ ઝાડ ઊંચું ને ઊંચું જણાય. એનો પાર જ ન આવે.

જૅકને ક્યાં ફિકર હતી? એ તો ભાઈબંધ જાય ઊંચે ને ઊંચે.

એમ કરતાં ઝાડવાટે જૅક તો આકાશમાં પહોંચી ગયો. ત્યાંથી પૃથ્વી તો આટલીએક જણાઇ.

આખરે આકાશમાં એ ઝાડની એક ડાળખી એક મજબૂત વિશાળ કિલ્લાને અડેલી જણાઇ.

જૅક કહે: લાવને આ કિલ્લામાં જઇએ. જોઇએ તો ખરા, અહીં વળી શી નવાજૂની છે?

જૅકભાઇ તો પેઠા કિલ્લામાં. અંદર બગીચામાં આમ તેમ ટહેલતો હતો, ત્યાં એક સ્ત્રી આવી.

સ્ત્રીએ પૂછ્યું: "તું કોણ?"

જૅક કહે: "હું જૅક. પૃથ્વી પરથી આવ્યું છું. તમે કોણ છો?"

"મારી વાત તારે ન પૂછવી. તું જાણે છે કે આ કિલ્લો કોનો છે?"

"ના, મને ખબર નથી. તમે કહો."

"જૅક, સાંભળ. એક બળવાન લડવૈયો હતો. તે આ કિલ્લાનો માલિક હતો. તેને એક સુંદર સ્ત્રી હતી. તેને એક રૂપાળો બાળક હતો. તેઓ ખાઇ પીને કલ્લોલ કરતાં હતાં, ત્યાં આફત આવી. એક બળવાન ખવીસ જેવો રાક્ષસ ક્યાંકથી આવ્યો. પેલો લડવૈયો તેની સામે ખૂબ લડ્યો. પણ આખરે તે બિચારો હાર્યો ને માર્યો ગયો. તેની સ્ત્રીને ને નાના બાળકને પેલો રાક્ષસ જરૂર ખાઈ જાત. પણ એક દયાળુ પરીએ મા દીકરાને નસાડી મૂક્યાં. તેઓ પૃથ્વી ઉપર ગયાં એ સ્ત્રી બિચારી દુઃખ ને ભૂખની મારી ગરીબ સ્થિતિમાં દહાડા ગુજારવા લાગી. થાક ને ચિંતાથી ને વરસો વીતવાથી તે ઘરડી ડોસી થઇ ગઇ. એનો છોકરો પણ મોટો થયો. પણ

ભાઇસાહેબનું ભણવા ગણવાના નામે આંમળા જેવડું મીંડું. રખડવા ખૂબ જોઇએ ડોસી પાસે ખાવાનું ખૂટયું. એણે ગાય વેચવા આપી. પેલો છોકરો તેના બદલામાં તરબૂચ લઈ આવ્યો. તેનું ઝાડ ઊગ્યું. તે વાટે—"

"—હું ઉપર આવ્યો!" જૅક બોલ્યો.

"બરાબર છે આ કિલ્લો તારા બાપનો હતો. તારી મા, એ જ આ કિલ્લાની શેઠાણી. હવે ગમે તે રીતે આ કિલ્લો લે."

"અને મારી માને ને મને નસાડી મૂકી જીવનદાન દેનાર દયાળુ પરીમા તે આપ જ, ખરૂં ને?"

પરી હસી.

જૅક બીજું કાંઇ પૂછવા જાય એ અગાઉ તો પરી અદશ્ય થઇ ગઇ.

જૅક હિંમતભેર કીલ્લાના દરવાજા પાસે ગયો ને બારણું ખખડાવ્યું.

ભયંકર ડાકણ જેવી વિકરાળ દેખાવની એક સ્ત્રી

બહાર આવી. ફાટેલા ઢોલ જેવા ખોખરા અવાજે તડૂકી ને બોલીઃ

"કોણ છે. અલ્યા ! કેમ અહીં આવ્યો છે ?"

જૅક નરમાસથી બોલ્યો : "મને નોકરી રાખશો ?"

પેલી સ્ત્રી તો રાજી રાજી થઇ ગઈ. એ કોણ હતી એ તો તમે સમજી ગયા ને? પેલા રાક્ષસની સ્ત્રી.

એ પહેલા નંબરની આળસુ હતી. જૅક જેવો નોકર મળવાથી તે તો ખૂબ ખુશી થઇ. જૅકને અંદર લીધો. ઘરનું બધું કામ સોપ્યું.

ઘરમાં એક રૂપાળી મરઘડી હતી. એક ખીંટીએ એક નવાઇ જેવી સારંગી લટકતી હતી.

જૅક પૂછેઃ "માજી, આ મરઘડી બહુ વિચિત્ર જણાય છે અને સારંગી પણ નવાઇ જેવી છે. હું જોઉં ?"

રાક્ષસની સ્ત્રી તડૂકીને બોલી ચૂપ ! એ ચીજોનું નામ જ ન લઇશ. પેલી મરઘી તો રોજ સોનાનું

ઈંડું મૂકે છે. ને પેલી સારંગી તો બોલે છે. જો રાક્ષસ જાણસે તો ઠાર મારી નાખશે." એને ભૂલેચૂકે પણ અડકયો તો મુઓ જ સમજજે."

"હૂ–હૂ–હૂ–હૂ–હૂ. હાઉ ! હાઉ !! હાઉ!!! ખાઉ ! ખોલ દરવાજો."

રાક્ષસણી ગભરાઈને બોલીઃ જૅક આ ઓરડીમાં સંતાઈ જા. રાક્ષસ તને દેખશે તો ખાઈ જ જશે."

જૅક સંતાઇ ગયો.

રાક્ષસ આવ્યો. ઠાંસી ઠાંસીને ઘડેઘડા ભરીને પાણી પી ગયો.

પછી એક બાજુ આડો પડયો ને એની સ્રીને કહેવા લાગ્યો. "પેલી મરઘડી લાવ જોઇએ."

રાક્ષસણીએ મરઘડી લાવી આપી.

રાક્ષસ તેની સાથે રમવા લાગ્યો.

રાક્ષસ કહેઃ "મરઘી, મરઘી, મૂક ઈંડું."

ત્યાં તો સોનાનું ઈંડું મરઘડીએ મૂકયું જ છે.

બીજીવાર રાક્ષસે ઇંડું મૂકાવ્યું. ત્રીજી વાર ને ચોથી વાર મૂકાવ્યું.

બસ. રાક્ષસ બોલતો જાય ને મરઘી ઇંડા મૂકતી જાય.

આખરે ખૂબ ખાધેલું તે રાક્ષસને આફરો ચડયો. ઘસઘસાટ ઊંઘી ગયો. ભાઇબંધનાં નસકોરાં તો એવાં બોલે કે જાણે ધમણ ફૂંકાય! નાકના વાથી છાપરાંનાં નળિયાં ખડખડ ભડભડ, ખડખડ ભડભડ થાય!

જૅક લાગ જોઇને બહાર નીકળ્યો.

ધીમે રહી પેલી મરઘડી લઇ લીધી.

મરઘડી બગલમાં મારીને જૅક બહાર દોડી ગયો. કિલ્લાની ટોચે આવી પેલા ઝાડ વાટે નીચે ઊતરી પોતાની ઝૂંપડીમાં આવી પહોંચ્યો.

ડોસી તો એ જાદુઈ મરઘડી જોઇ હરખઘેલી થઇ ગઇ. બસ, ઇંડું મૂક, એમ કહે એટલે સોનાનું ઇંડું તૈયાર.

હવે તો ખાવાપીવાનું દુઃખ ટળી ગયું. ભવની ભાવટ ભાંગી ગઈ.

પણ જૅકને તો ચટપટી ચાલુ જ હતી. એણે ફરી પાછી ઉપર જવાની તૈયારી કરી.

ડોશીએ બહુ ના કહી. હવે એ જોખમ ખેડવામાં મજા નથી એમ સમજાવ્યું. પણ જૅકે ન માન્યું.

ઝાડ વાટે જૅક પાછો આકાશમાં પેલા રાક્ષસવાળા કિલ્લામાં ગયો.

આ વેળા એણે પોતાનો પોષાક તદ્દન બદલી નાખેલો હતો. જરા પણ ઓળખાય એમ નહોતું.

રાક્ષસણીએ બારણું ઉઘાડી જૅકને અંદર લીધો. જૅક મૂંગો મૂંગો ઘરકામ કરવા લાગ્યો. રાક્ષસણી તો સમજેલી કે તે દીવસવાળો છોકરો ને આ છોકરો તદ્દન જુદા છે.

એટલામાં બહારથી રાક્ષસની ધમધમાટી સંભળાઈ. ખાઉં! ખાઉં! કરતો રાક્ષસ આવ્યો.

વળી પાછો રાક્ષસણીએ જૅકને રસોડામાં સંતાડી દીધો.

રાક્ષસ જમવા બેઠો. ખૂબ ખાધું. ખૂબ ખાધું. ખાતાં ખાતાં રાક્ષસ કહેઃ "અલી, આમ આવ. અહીં માણસની વાસ ક્યાંથી આવે છે? માણસ ગંધાય છે? માટે માણસ લાવ."

જૅક તો ધ્રૂજવા લાગ્યો.

પણ રાક્ષસણી કહેઃ "ધૂળ ને ઢેફાં. રોજ રખડી રઝળીને આવો, તે તમારૂં મોઢું જ ગંધાતું હશે. અહીં આકાશમાં આજે માણસ ક્યાંથી? એ તો તે દિવસે કોઇક ચોર આવીને મરઘી લઇ ગયેલો."

રાક્ષસ ટાઢો પડયો. અકરાંતીયાં ઢોરની જેમ ખાઇ પરવાર્યા પછી એણે ખૂબખૂબ પાણી પીધું.

એટલેથી ન ધરાયો. પછી તો દારૂના શીસા ને શીસા પેટમાં રેડવા માંડયા. નઠારા માણસ તો એવું ગંદુ જ પીણું પીએ ને?

ખૂબ દારૂ ઢીંચ્યો એટલે રાક્ષસ બહાવરો બની

ગયો. પછી પોતાની બોલતી સારંગી મંગાવી. તેને કહેવા લાગ્યોઃ "આ, સારંગી આ."

તીણા મીઠા અવાજે સારંગી તો આપોઆપ વાગવા મંડી. પણ રાક્ષસ ગમે તેમ બકતો હતો. તેના અવાજમાં સારંગીના સૂર બરાબર આવતા નહોતા. થોડી વારમાં રાક્ષસ ઊંઘી ગયો. પાછાં એનાં નસકોરાં બોલવા લાગ્યા. જૅક સમજ્યો કે હવે સારો લાગ છે. તે ધીમેથી રસોડામાંથી બહાર નીકળ્યો, ને સારંગી લીધી.

પણ આ વખતે તો ફજેતી થઈ. સારંગી તો ગાતી ગાતી કહેવા લાગીઃ

"જાગો મારા શેઠ, જૅક મને લઈ જાય છે.
દેજો ઝટપટ દોટ, નહી તો વેળા વહી જશે."

જૅક સમજ્યો કે મોત આવ્યું. સારંગી બગલમા મારતોકને બહાર દોડયો.

રાક્ષસ સફાળો જાગી ઊઠયો, સારંગીનો સૂર તેણે સાંભળ્યો હતો. જૅકને દોડતાં નજરોનજર જોયો. તે પણ જૅકની પાછળ દોડયો!

પણ ક્યાં છોકરાની દોટ ને ક્યાં એના જેવા અક્રાંતીયા દારૂડીયાની દોટ? દારૂ ખૂબ ઢીચેલો એટલે ટાંટીયા તો ઘેરીયા રમે. લથરપથર, લથરપથર કરતો રાક્ષસ ચાલવા લાગ્યો. રસ્તામાં લરબડીયાં પણ ખાય.

જૅક તો પેલા ઝાડ વાટે સપાટાબંધ નીચે ઊતર્યો.

ઉપર નજર કરે ત્યાં તો પેલો રાક્ષસ છેક ઝાડની ટોચેથી નીચે ઉતરવાની તૈયારી કરતો હતો. નીચે ઊતરે તો તો પછી આવી જ બન્યું ને.

જૅક વહેલો વહેલો ઝૂંપડીમાં દોડયો. એક કૂહાડી લઇ આવ્યો. બહાર આવી ઝાડના થડમાં ઘા કરવા માંડયા.

ખચ, ખચ, ખચ. ખચ, ખચ, ખચ. ઝાડ કપાવા લાગ્યું.

જૅક બમણા જોરથી ઘા કરવા લાગ્યો.

આખરે થડ કપાઇ ગયું કપાતાં જ ઝાડ નીચે ઢળી પડયું. ઉપર આકાશમાં રાક્ષસ હતો તે પણ જમીન ઉપર જોરથી પછડાયો. મૂળ તો દારૂ ઢીચેલો ને તેમાં આટલે ઊંચેથી પછડાયો. રાક્ષસના પડતાની સાથે જ રામ રમી ગયા.

રાક્ષસ તો મુઓ. પોતાના બાપનું વેર વાળ્યું, સોનાનાં ઈંડા મૂકતી મરઘડી અને બોલતી સારંગી પણ હાથ આવ્યાં. હવે કિલ્લો જીતવો એટલું કામ બાકી હતું. પણ પેલું ઝાડ તો પોતે જ કાપી નાંખ્યું હતું. હવે ઉપર શી રીતે જવું ?

એટલામાં પેલી પરી આવી. જૅકને પોતાની પીઠ ઉપર બેસાડી આકાશમાં લઈ ગઈ. કિલ્લાની આગળ મૂકી દીધો. તેને સચના આપી કે અંદર મોટું ઢોલ છે તે વગાડજે. રાક્ષસ મરી ગયો છે એટલે હવે એનો અવાજ ખોખરો બોલશે. પછી શું થાય છે તે જોજે.

જૅકે તેમ કર્યું. રાક્ષસણી સમજી ગઈ કે ઢોલ ખોખરૂં બોલે છે. મારો ધણી મરી ગયો.

એક તીણી ધારવાળી તરવાર લઈ એણે પોતાનું માથું વાઢી નાખ્યુ.

જૅક કિલ્લાનો માલિક થયો.

પરી જૅકની મા અને પેલી મરઘડી તથા સારંગીને પૃથ્વી ઉપરથી લઈ આવી.

પછી તો જૅકે ને તેની માએ ખાધું પીધું ને મજા કરી.*

*અંગ્રેજી બાલવાર્તા

[ ૮ ]

## જાપાનમાં વાઘ કેમ નથી?

આખી દુનિયામાં લુચ્ચામાં લુચ્ચી લોંકડી, એ તો તમે જાણો છો.

જાપાનમાં જનાવરોને એકવાર ખબર મળી કે જંગલનો રાજા વાઘ, જાપાનમાં લડાઇ કરવા આવે છે!

જાપાની જનાવરોનો રાજા કોણ? જાણો છો? એમના રાજા રીંછ. રીંછ ગમે તેવું બળવાન, પણ વાઘની આગળ તેનું બિચારાનું શું ચાલે?

ત્યારે કરવું શું! મૂંગે મોઢે હાર કબૂલવી? વાઘના હાથે માર્યા જવું? તો તો થઇ જ રહ્યું ને?

રીંછે જનાવરોની સભા બોલાવી. તેમની સલાહ લીધી.

બધાનો એવો મત થયો કે લોંકડીબાઇ જેવું કોઇ હોંશિયાર ને ઝીણી અક્કલવાળું નથી. માટે પહેલાં એ લોંકડીબાઇને વાઘની સામે મોકલી આપવાં જોઇએ, એ કાંઇ જોર મારે છે કે કેમ !

લોંકડીબાઇને વાત પૂછી.

લોંકડી કહે: "જઇશ. કાંઇ ના કહેવાય છે ?"

લોંકડી તો વાઘ આવવાનો હતો તે રસ્તો આંતરીને ઊભી.

વાઘ દુરથી ધસમસ્યો આવતો જણાયો.

વાઘ પાસે આવ્યો. એટલે લોંકડી નજીક જઇને કહે: "રામ રામ, મહારાજ. તબીયત તો મઝામાં ને? મેં સાંભળ્યું છે કે આપ જે મુલકમાં રહો છો ત્યાંના જંગલના આપ નામદાર રાજા છો. ખરી વાત છે?"

કારમી કીકીયારી પાડી વાઘ ઘુરકીયાં કરીને બોલ્યો "ખરી વાત નહિ તો શું ખોટી વાત છે ? તને શું ખબર છે ! અરે ? મારા જેવડી ઝડપથી દોડી

શકે એવું આખી દુનિયામા તો કોઇ જનાવર બતાવ!"

લોંકડી બોલીઃ 'મહારાજ, આપની ચાલાકીનાં વખાણ તો દેશપરદેશમાં થાય છે. આપની તે શી વાત કરવી? પણ પ્રભુ! અમારા દેશમાં એમ ગણાય છે, કે હું સૌથી વધુ ઝડપથી દોડનાર છું. એટલે જો આપની પરવાનગી હોય તો આપણે બેઉ દોડવાની સરત કરીએ.

વાઘ તિરસ્કારથી બોલ્યોઃ "તારી જેવીની સાથે સરત રમવાનું મારા જેવા રાજાનું કામ નહિ. પણ જ્યારે તારા દેશમાં તું જ સૌથી ઝડપી દોડનાર છે, તો આવી જા. ચાલ આપણે દોડવા માંડીએ."

રીંછને ન્યાયાધીશ ઠરાવ્યો. એક જગા નક્કી કરી. આખા જંગલની આજુબાજુ ફરીને તે જગ્યાએ આવવું એમ નક્કી કર્યું. બધાં જાનવરો સરત જોવા એકઠાં મળ્યાં.

બન્ને જણ દોડ્યાં.

પણ ક્યાં વાઘની દોડ, ને ક્યાં લોંકડીની? લોંકડીને લાગ્યું કે વાઘની અડાઅડ તો દોડાઇ જ રહ્યું.

એણે વાઘની સામે નજર કરી. વાઘ ખૂબ દોડવાની ધૂનમાં હતો. લોંકડીએ ધીમે રહીને કૂદકો માર્યો ને વાઘની પૂછડી પકડી. એક બીજો કૂદકો માર્યો ને લોંકડી તો ચડી વાઘની પીઠ ઉપર !

વાઘને દોડવાનું એવું તાન ચડેલું કે આજુબાજુ જુએ જ શું કરવા ? એ તો બસ દોડ, દોડ ને દોડ. એની બલાને ખબર કે મારી પીઠ ઉપર જ લોંકડીબાઇ ચડી ગયાં છે ! દોડવાની ધૂનમાં એની ખબર જ શું કામ પડે ?

એમ કરતાં કરતાં વાઘે તો આખું જંગલ વટાવ્યું. સરતની જગા છેક નજીક આવી.

વાઘ શિયાળની મશ્કરી કરવા જરા થોભ્યો ને ઊંચો વળી પાછળ જોવા લાગ્યો.

લોંકડી વાઘના શરીર ઉપરથી સરકી ગઇ ને સીધી સરતની નક્કી કરેલી જગાએ જઇને ઊભી !

વાઘ નજર કરે તો લોંકડીબાઇ નિરાંતે ઊભાં છે. મોટી જીભ કાઢીને હસે છે !

વાઘ શરમીંદો થઇ ગયો. લોંકડી જેવું નાનકડું જનાવર, બધાં જનાવરોની સમક્ષ વાઘ જેવા બળવાન પ્રાણીને હરાવે તો પછી વાઘ ઓશિયાળો ન બને શું ?

વાઘ સમજ્યો કે જે દેશમાં લોંકડી જેવાં જનાવર પણ મને દોડવામાં હરાવી શકે છે, ત્યાં તેમનો રાજા તો વળી કેવો બળવાન હશે! નાશ મારા બાપ. અહીં આપણું ગજું નહિ.

વાઘ તો બે પગ વચ્ચે પૂંછડી દાબીને ત્યાંથી દોડયો. દોડયો, દોડયો તે એવો દોડયો કે પાછું વાળીને એણે જોયું જ નહિ. જાપાનમાંથી તે ભાગી જ ગયો !

અને એ ગયો તે ગયો. ત્યારથી આ જ સુધી કોઇ વાઘ જાપાનમાં કદી ગયો નથી.

આજ તમે પણ જાપાનમાં જાઓ તો તપાસ કરી જો જો. જાપાનમાં વાઘ નથી.*

*જાપાનના બાલ વાર્તા

[ ૯ ]

# પડછાયો.

એનું નામ હતું નારસિસસ. વનવગડામાં હરવું,

ફરવું ને શિકાર ખેલવો એ એનું મુખ્ય કામ.

એને આનંદ આપવા એક બહેન હતી. બંને ભાઈ બહેન એકબીજાને જીવજાનથી ચાહતાં હતાં. બહેન બહુ સુંદર હતી. નારસિસસ પણ કંઇ કમ નહોતો હજુ એણે હમણાંજ જુવાનીમાં પગ દીધો હતો. આથી એનામાં અને એની બહેનમાં બહારનાં દેખાવમાં બહુ ફેર જણાતો નહોતો. બંનેના વાળ વાંકડિયા ને સોનેરી રંગના હતા. બંને ઉંમરમાં લગભગ સરખાં હતાં.

નારસિસસ પોતાની વહાલી બહેનને દરરોજ પોતાની સાથે વગડામાં ફરવા લઇ જતો. ધનુષ્ય ઉપર બાણ ચઢાવી શી રીતે શિકાર કરવો એ તેને બતાવતો.

આમ ભાઇબહેન ખાઇ પી મજા કરતા હતાં, ત્યાં ભગવાનને ઘેર એની બહેનની ખોટ પડી ગઇ. નારસિસસની બહેન બિચારી મરણ પામી. નારસિસસ એકલો પડયો.

બહેન ! વહાલી બહેન ! એમ પોકારનો પોકારતો નારસિસસ વનેવનમાં ઝાડવાંમાં રખડવા લાગ્યો. ભૂખ ને થાકનો માર્યો તે કાયર કાયર થઇ ગયો. ન તેને ખાવાનું ભાવે, ન પીવાનું ભાવે, ન શિકાર કરે, ન ફળફૂલ વીણે, તેની જીંદગી ખારી ઝેર જેવી થઇ ગઈ.

એમ કરતાં બીજે દિવસે એક તળાવડી આગળ આવી પહોંચ્યો. તળાવડીમાં મીઠું દરાખ જેવું ને નીતર્યા કાચ જેવું પાણી હતું.

નારસિસસ થાકનો માર્યો તળાવડીના કાંઠે લાંબો થઇને સૂતો. સૂતાં સૂતાં પોતાનું ડોકું પાણી તરફ લાંબું કરી અંદર જોવા લાગ્યો.

જોતાં જ તે ચમક્યો. એને લાગ્યું કે મારી વહાલી બહેન તો આ તળાવના પાણીમાં ડોકિયાં કરે છે! એોહો! રહી રહીને એ તો બોલાવે છે!

"આવ મારી લાડકી! વહાલી બહેન! એમ કહી નારસિસસે પાણીમાં પડતું મૂક્યું.

પણ અંદર બહેન હતી ક્યાં તે આવે! નારસિસસનો પોતાનો પડછાયો તળાવમાં પડતો હતો, તેને જ એ પોતાની બહેન માનીને બેઠો હતો. એની આખી જીંદગીમાં એણે કદી પડછાયો દીઠો નહોતો, તેથી તે પોતાના પડછાયાને જ પોતાની બહેન સમજ્યો હતો!

પાણીમાં પડતું મૂક્યું કે તરત જ પાણી તો ડહોળાઇ ગયું. ડહોળાયલા પાણીમાં પડછાયો ક્યાંથી પડે?

નારસિસસ સમજ્યો કે બહેન રીસાઇ ગઇ. તે બહાર નીકળ્યો ને થોડી વાર કિનારે બેઠો.

પાછી તેણે પાણીમાં નજર કરી. પાછો પેલો પડછાયો જતો રહ્યો. નારસિસસ વિલાપ કરવા લાગ્યો.

વળી પાછો નારસિસસ કિનારે જઇને બેઠો. થોડી વાર રહી એણે પાણીમાં નજર કરી. પાછો પેલો પડછાયો દેખાયો.

નારસિસસ તેને કહેવા લાગ્યો: "વહાલી બહેન, તારા નારસિસસને નથી ઓળખતી? બોલો, બહેન, બોલો. ભાઇને બોલાવ, મારી મીઠી બહેન. ચાલ વગડામાં જઇએ. ચાલ, ચાલ, તને ધનુષ્ય બાણ વાપરવાની કળા શિખવાડું. આવતી રહે!"

અંદર પડછાયાનો ચહેરો કાંઇક જવાબ આપતો હોય એમ જણાયું. નારસિસસ સમજ્યો કે બહેન બોલે છે. તે સામું જુએ છે પણ હવે આવી શકતી નથી. જો હું તેને લેવા ડૂબકી મારીશ તો તે પાછી જતી રહેશે. માટે હવે તો મારે અહીં બેઠાં બેઠાં જ તેને જોયા કરવી પડશે.

નારસિસસ તળાવને કાંઠે બેઠો. સવાર ને બપોર, સાંજ ને રાત. બસ, ત્યાંનો ત્યાં. ખાય છે પણ કોણ ને પીએ છે પણ કોણ?

એમ ને એમ દિવસોના દિવસ વહી ગયા. પોતાની વહાલી બહેનને જોવાની ભ્રમણામાં નારસિસસ ભૂખ્યો ને તરસ્યો ત્યાંનો ત્યાં જ બેસી રહ્યો.

અને એમ તે ક્યાં સુધી નભે? મ્હોં ઉજળું પુણી જેવું થઇ ગયું. ગાલમાં ઊંડા ઊંડા ખાડા પડ્યા. આખે શરીરે હાડકાં દેખાઇ આવ્યાં. રૂપાળા વાળનાં કોકડાં વળી ગયાં. શરીરની શક્તિ ને તેજ હણાય ગયાં.

આખરે નારસિસસ ત્યાં જ બેભાન થઇને ઢળી પડયો. સ્વર્ગના દયાળુ દેવને એ ભોળાભલા જુવાનની બહુ દયા આવી. તેમણે નારસિસના શબને એક સુંદર ફૂલછોડ બનાવી દીધો. સફેદ ચાંદીની જેવું સુંદર ધોળું ફૂલ સૌનાં હૈયાંને ઠારવા લાગ્યું.

આજ પણ તમે એ બાજુ જાઓ તો નદી કે તળાવને કાંઠે નારસિસસનાં મનોહર ધોળાં ફૂલના છોડ જોઇ શકશો. એ ફૂલને લોક આ જ પણ નારસિસના નામથી ઓળખે છે.*



*ગ્રીક લોકવાર્તા.

[ ૧૦ ]

# મહારાણી માત્સુ

ઘણાંઘણાં વર્ષો અગાઉ જાપાનમાં ઓમાઝો નામનો એક મોટો ઉમરાવ રહેતો હતો. તેને માત્સુ નામની કમળના ગર્ભ જેવી કોમળ, ચંપાના ફૂલ જેવી કાયાવાળી, ને ચાંદાંના તેજ જેવી કાંતિમાન એક કન્યા હતી.

માત્સુ પરણવા લાયક ઉંમરની થઇ ત્યારે તેના રૂપની કીર્તિ પૃથ્વીના છેડા સુધી ફેલાઇ રહી હતી. ગામે ગામ ને શહેરે શહેરથી માત્સુને માટે અમીર ઉમરાવો, શેઠ શાહુકારો ને સરદારો, તથા બીજા ઘણાં ઘણાં લોકોનાં માગાં આવતાં. પણ તેનો બાપ તો પણ લઇને બેઠો

હતો કે મારી કન્યા પરણશે તો કોઇ રાજાને જ અને નહિ તો કોઇને ય નહિ.

રાજા તે કાંઇ રસ્તામાં પડયો છે ? માત્સુનો કન્યાકાળ વહી ગયો. વસંત રૂતુ આવી. આખા જાપાનની ધરતીમાતાએ રંગબેરંગી ફૂલનો મનોહર પોષાક પહેર્યો. પણ માત્સુ તો હજુ કુંવારી જ રહી.

માત્સુની ચિંતાનો પાર ક્યાં હતો ? તેની બધી સહીયરો પરણીને સાસરે સીધાવી હતી. અરે ! કેટલીક તો ગુલાબનાં ફૂલ જેવાં રૂપાળાં છોકરાં પણ રમાડતી હતી. અને માત્સુ ? માત્સુ તો હજુ કુંવારી જ હતી !

આમ ને આમ ઘણા મહિના વહી ગયા. એક વખત માત્સુ દિલગીર જીવે બેસીને વિચાર કરતી હતી, એટલામાં તો પોતાના મકાનમાં માણસો, સિપાઇઓ, વાજાવાળાંઓ વગેરેને ધામધુમથી આવતા જોયા. ચીન દેશના મહાન શહેનશાહે માત્સુના મનોહર રૂપની વાત સાભળી હતી. તેને પોતાની મહારાણી બનાવવા માગું મોકલ્યું હતું.

બધું નક્કી થઇ ગયું. લગ્નની તિથ પણ મુકરર કરવામાં આવી. ઓમાઝોએ માત્સુને પોતાના ખાનગી

ખંડમાં બોલાવી આ આનંદ આપનારા સમાચાર કહ્યા.

મનમાં ઉશ્કેરાતી પણ આંખમાં હર્ષનાં તથા વહાલા બાપનું ઘર છોડી દૂર દેશાવરમાં પારકાને ત્યાં જવું પડશે તેથી સહેજ દુઃખનાં આંસુ લાવી માત્સુ માતપિતાને પગે પડી. કુટુંબીજનોની ને સખી સહીયરોની રજા લીધી.

"બેટા, અખંડ સૌભાગ્યવતી થજે! પુત્રવાન, ધનવાન ને આયુષમાન થજે!" એવા સગાંવહાલાંનાં આશિર્વાદ લઇ, રૂપરૂપની ભંડાર માત્સુ ચીનનાં શાહેનશાહનાં માણસો સાથે જવા નીકળી. માત્સુએ બાધા લીધી કે હે *બુદ્ધ ભગવાન! જો હું સહીસલામતીથી પહોંચીશ ને સુખી થઇશ, તો તમારા મંદિરો માટે ત્યાંથી સૌથી કિમ્મતી ભેટ મોકલીશ.

માત્સુ ચીન પહોંચી તેનાં લગ્ન ચીનના શાહેનશાહ સાથે ધામધૂમથી થયાં.

જ્યારે માત્સુ પોતાના રાજવંશી ભરથારને મળી ત્યારે લજામણિના રોપાની માફક તે શરમથી સંકોચ

*ચીનાઓ અને જાપાની લોકો બૌદ્ધ ધર્મ પાળે છે.

પામવા લાગી. એક જાતના ન કળી શકાય એવા ભય અને રોમાંચથી આખું શરીર થરથર કંપવા લાગ્યું. પણ શહેનશાહ બહુ દયાળુ હતો. માત્સુના સદ્દગુણથી તે બહુ સંતોષ પામ્યો હતો અને શહેનશાહ જેટલો ઉદાર હતો તેટલી જ માત્સુ રૂપની ખાણ ને સદ્દગુણનો ખજાનો હતી. આથી માત્સુ ખરેખરી સુખી બની.

એ સુખમાં તે પોતાની બાધા ભૂલી નહોતી. એક વેળાએ શહેનશાહની સાથે તે રાજમહેલના રમણીય બગીચામાં આનંદથી ફરતી હતી ત્યારે રૂપાની ઘંટડી જેવા મધુર અવાજે શરમાતાં શરમાતાં તેણે પોતાની બાધાની વાત શહેનશાહને કહી. શહેનશાહ ખુશી થયો.

તેણે રાજ્યના સૌથી મોટા મોટા વેપારીઓને બાદશાહી ફરમાન કાઢી રાજમહેલમાં બોલાવ્યા. પોતાની વહાલી રાણીને રાજી રાખવા તે ગમે તે કરવાને તૈયાર હતો.

ઝવેરીઓ, કાપડીઆઓ, સોનીઓ અને બીજા અનેક કારીગરો મહારાણી માત્સુની પાસે આવી પોતાની સૌથી ઉમદા કારીગીરીની ચીજો તેને બતાવવા

લાગ્યા. છેવટે રાણીએ એક બેમૂલ્ય કારીગરીનું ઝવેરાતથી મઢેલું બેમૂલ્ય દર્પણ ખરીદ કર્યું.

શહેનશાહે તરત જ તેની કિંમત આપી. સોનાની એક બારીક નકસીકામવાળી ખુબસુરત પેટીમાં દર્પણ મૂકવામાં આવ્યું. મહારાણીએ તેને જાપાનમાં પોતાના નગરમાં બુદ્ધ ભગવાનના મંદિરમાં મોકલવા માટે તૈયારી કરી.

એક મોટા દરબારી વહાણના નાખુદાને મહારાણીએ તે પેટી આપી. જીવની માફક જતન કરી ગમે તે સંજોગોમાં તે ભેટ જાપાન જઇ મંદિરમાં અર્પણ કરવાનો મહારાણીએ હુકમ કર્યો.

નાખુદા પોતાના મજબૂત વહાણમાં પુષ્કળ ચુનંદા માણસો લઇ નીકળી પડયો.

પહેલાં થોડા દિવસો તો મુસાફરી બરાબર થઇ. જે બે મજબૂત વિશ્વાસુ અંગરક્ષકોની ચોકીમાં તે કિમ્મતી ભેટ રાખવામાં આવતી હતી ત્યાં દરરોજ જાતે જઇને નાખુદા પેટી તપાસી આવતો હતો.

મુસાફરીનો લગભગ છેડો આવવાની તૈયારીમાં હતો. જાપાન દેશની મનોહર ધરતી દૂરથી ઝાંખી ઝાંખી દેખાતી હતી. એટલામાં એક ભયાનક આફત

આવી. દરિયામાં કારમું તોફાન થયું. પ્રલય કાળના વાયરા વાતા હોય તેમ એ કારમાં તોફાનમાં વહાણ ભરદરિયે હીલોળે ચડયું, તેના સઢ કડકડાટ કરતા તૂટી ગયા, ને વહાણમાં દરિયાનાં મોજાનાં પાણી પેસવા લાગ્યાં. નાખુદા સમજ્યો કે હવે આવી બન્યું હતું.

પણ શી પ્રભુની કળા! માત્ર એક કલાકના ટૂંકા અરસામાં તો તોફાન આપોઆપ શમી ગયું. પવન બંધ થઇ ગયો, ને દરિયો પણ શાંત થઇ ગયો. વહાણ પણ સ્થિર બની જઇ પાણીની સપાટી પર જાણે રમતું હોય તેમ નાચવા લાગ્યું.

નાખુદાના જીવને નિરાંત વળી. હાશ કરીને તે સંતોષનો સાદ કાઢી રહ્યો હતો ત્યાં અચાનક જેમની ચોકીમાં પેલી સોનાની પેટી હતી તેમાંનો એક ચોકીદાર હાવરો બ્હાવરો બનીને ત્યાં આવી પહોંચ્યો. નાખુદાને ખબર આપી કે સોનાની પેટી ગુમ થઇ છે.

વહાણને ખુણેખુણે શોધ ચાલી રહી. પણ ગમે તેટલી મહેનત કરવા છતાં પેટી ન મળી, તે ન જ મળી.

નાખુદાની નિરાશાનો પાર ન રહ્યો. પેટી કોણ લઇ ગયું હશે તેના વિચારમાં તે પડયો હતો, એટલામાં

વહાણનો એક બુઢ્ઢો ખલાસી પોતાની બરફથી પણ ઉજળી લાંબી સફેદ દાઢી પંપાળતો ત્યાં આવ્યો, ને કહેવા લાગ્યો,—"મહારાજ, એ ઝવેરાતથી મઢેલા દર્પણની કથા જાણવા જેવી છે.

"વાત એમ છે કે બહુ જ જૂના જમાનામાં આ દરિયામાં રહેનાર એક મહાન રાક્ષસ એક જળકન્યાના પ્રેમમાં પડયો હતો. જળકન્યાને તે પોતાના પ્રાણથી પણ વધારે ચાહતો હતો. તેને રાજી રાખવા તેણે દરિયાની તળેટીએ પરવાળાનો એક બહુ ખૂબસૂરત મહેલ ચણાવ્યો હતો. એ રૂપાળા મહેલમાં પેલી જળકન્યાને રાખી. જળકન્યાને રાજી રાખવા રાક્ષસ તેને જાત-જાતની ને ભાતભાતની ભેટો આપતો. એ ભેટમાં સૌથી બેનમુન કારીગીરીવાળી ભેટ, તે એક હીરા મોતીથી મઢેલું કિમ્મતી દર્પણ હતું. તે દર્પણ તે આ જ.

"જળકન્યા રાક્ષસના મહેલમાં ઘણા વર્ષો સુધી રહી. એક વેળા તે વખતનો ચીનનો શહેનશાહ દરિયાની મુસાફરીએ નીકળેલો હતો ત્યારે તેણે આ દેવબાળા જેવી જળકન્યાને જોઇ, કારણ જળકન્યા તે જ વખતે પાણીની સપાટી ઉપર નીકળી રમતો રમતી હતી.

"બંને એકબીજાને જોતાંજ મોહી પડ્યાં. રાક્ષસને તો જળકન્યા વિસરી જ ગઇ. જળકન્યા રાજાની સાથે રાણી તરીકે રહેવાને ગઇ. સાથે પોતાના ભરથારને ભેટ આપવાને માટે પેલું દર્પણ પણ લેતી ગઈ."

"ત્યારથી તે આજ સુધી દર્પણ ચીનમાંજ હતું. જ્યારે જળરાક્ષસે આ વાત જાણી ત્યારે તેના ક્રોધનો પાર ન રહ્યો પણ તે કરે શું! જળરાક્ષસોથી જમીન પર જઇ શકાતું નથી.

"આટલાં વર્ષો સુધી દર્પણ મેળવવાના તેના ધમપછાડા નકામા નિવડયા હતા. આજે તેનો લાગ આવ્યો, એટલે પાણીમાં તોફાન પેદા કરી અહીં વહાણમાંથી દર્પણ લઇને પોતાના પાણીની અંદરના મહેલમાં તે ભાગી ગયો છે."

જળરાક્ષસની પાસેથી એ દર્પણ કોણ પાછું લાવી શકે? અરે! તેનો મહેલ કયાં આવ્યો, તેની પણ કોને ખબર હતી? આમ વિચારમાં વહાણ જાપાનના કિનારા નજીક આવવા લાગ્યું

નાખુદાએ ત્યાં વહાણ થોભાવ્યું, અને કિનારાના ખલાસીઓને બોલાવી તેમને વાત કરી કે, જે કોઇ એ

ચમત્કારી દર્પણ લાવી આપે તેને બહુ મોટું ઇનામ આપવામાં આવશે.

પણ કોઇ આગળ આવે નહીં.

આખરે એક ઘરડો ખલાસી બહાર આવ્યો. તેણે જળરાક્ષસની પાસેથી તે દર્પણ લઇ આવવા હામ ભીડી.

જહાણને પાછું ભર દરિયામાં લીધું.

ખલાસીએ દરિયામાં પડતું મૂક્યું.

ઊંડા ને ઊંડા છેક પાતાળમાં ઊતરી ગયો. પાણીના છેક તળિયે એક ઠેકાણે એક બહુ જ રૂપાળો પરવાળાનો ખૂબસૂરત મહેલ બાંધેલો તેણે જોયો. એ મહેલમાંથી ચારે બાજુ પાણીમાં જાણે સૂર્ય ઊગ્યો હોય એવું અજવાળું પડી રહ્યું હતું. ખલાસી સમજી ગયો કે પેલા દર્પણનું જ એ અજવાળું હતું.

ચારે બાજુ ઊંડા ખડકોની વચમાં થઇને ખલાસી સાવધાનીથી આગળ વધવા લાગ્યો. તેની મુસીબતોનો પાર નહેતો.

એક મોટો પાણીનો નાગ ફુંફાડા મારતો તેને ખાઇ જવા આવ્યો. સમયસુચકતા વાપરી તે એક ખડકની બખોલમાં સંતાઇ ગયો ન હોત તો આવી જ બન્યું હતું.

વારંવાર દરિયાઇ પાલો એટલો બધો તેના શરિરની આજબાજુ વીંટાઇ જતો કે તેનાથી છૂટા થતાં તેને ભારે મુસીબત પડતી.

આમ ઘણાં ઘણાં સંકટો વેઠીને તે ઘરડો ખલાસી પેલા મહેલની નજીક આવી પહોંચ્યો. મહેલની અગાશી ઉપર સફેદ આરસના એક મોટા પથ્થરની ઉપર પેલું દર્પણ મૂકેલું હતું. જમના દૂત જેવા બે જબરા દરિયાઇ રાક્ષસો તેની ચોકી કરતા બેઠા હતા.

સારે નસીબે મહેલની પાછળની બાજુએ એક મોટો ખડક હતો. તેના ઉપર ચડીને ખલાસી મહેલની અગાશી નજીક પાછલે બારણેથી પહોંચી ગયો.

તેને સારે નસીબે આ વખતે પેલા બંને રાક્ષસો ઉંઘતા હતા. પ્રભુનો પાડ માનીને તે ખલાસીએ દર્પણ લઇ લીધું, ને પોતાના બદનની અંદરના ગજવામાં મૂકી દીધું. ખૂબ ધીમેથી પાછળને રસ્તે તે ખડક ઊતરીને ચાલ્યો. મહા મુસીબતે સમુદ્રની સપાટી ઉપર આવી ગયો. પણ રસ્તામાં તેને એક મગરમચ્છના પૂછડાનો ઝપાટો એટલો સખત લાગ્યો હતો કે તેનાં હાડકાં કળી પડતાં

હતાં. વહાણના તૂતક ઉપર નાખુદાની નજીક પેલું દર્પણ મૂકતાંની સાથેજ તે ઢગલો થઇને ઢળી પડયો.

નાખુદાને તેણે કહ્યું "મારો અંતકાળ હવે નજીક છે. આ ગામમાં મારો જવાન છોકરો રહે છે. અમે ગરીબ ને નિરાધાર છીએ. મારા છોકરાની સંભાળ રાખજો, ને તેને દરબારી આશરા હેઠળ ઉછેરીને મોટો કરજો એ જ બદલો હું માગું છું."

એમ કહી ખલાસી ત્યાંજ મરણ પામ્યો.

નાખુદાએ કિનારે ઊતરી ત્યાંથી પાકો બંદોબસ્ત કરી માત્સુની માતૃભૂમિમાં આવેલા ભગવાન બુદ્ધના દેવળમાં પેલું દર્પણ અર્પણ કર્યું.

પછી પેલા ઘરડા ખલાસીના છોકરાને સાથે લઈ તેઓ ચીન દેશમાં પાછા ફર્યા. દર્પણની બધી વિગત જ્યારે મહારાણી માત્સુએ સાંભળી, ત્યારે તે દયાળુ રાણીની આંખમાં આંસુ આવ્યાં. વહાણના નાખુદાને તેણે કિંમતી બક્ષીસો આપી રાજી કરી દીધો.

અને પછી પેલા ઘરડા ખલાસીના દીકરાનું શું થયું તે તમારે જાણવું છે? એ નબાપા છોકરાને મહારાણીએ દરબારમાં અમીરની પંક્તિમાં દાખલ કરી દીધો. તેને પોતાનો નાનો ભાઇ હોય એમ ગણવા લાગી.

છેવટે જ્યારે છોકરો મોટો થયો ત્યારે એક જાણીતા ખાનદાનના ઉમરાવની રૂપાળી કન્યા સાથે તેનાં લગ્ન કરાવી આપ્યાં. વૃદ્ધ ખલાસીને કલ્પના પણ નહિ હોય તેથી વધારે અમનચમનમાં તેનો છોકરો રહેવા લાગ્યો.

આવા ભલા હૈયાવાળી માયાળુ માત્સુ ઉપર કાંઇ ઇશ્વરના આશિર્વાદ ઉતર્યા વગર રહે? શાહેનશાહના વહાલમાં વધુ વધારો કરવા ભગવાને તેને ચાંદાના જેવો રૂપાળો એક કુંવર આપ્યો. માત્સુના ભાગ્યનો પાર નહોતો.

*જાપાની લોકકથા



પુઠું છાપનારઃ એમ. વાડીલાલની કંપની, મુંબઈ, ૨.